

# ॥ श्री[illegible]ग्रंथावलि ॥

॥ अंक अठ्योतेरमो ॥

# ॥ श्रीव्यासभगवान्‌नो सिद्धांत ॥

[ ५ ]

વળી વેદાંતદર્શનમાં વ્યાસભગવાને "उत्पत्त्यसंभवात्" વે०
-૨-૪૨ ( અનાદિ જીવની ઉત્પત્તિના અસંભવથી પાંચરાત્રમતની
[illegible]વની ઉત્પત્તિની કલ્પના અયુક્ત છે, ) એ અને બીજાં પાંચરાત્રાધિકરણ-
ાં સૂત્રોવડે જેમ પાંચરાત્ર-ભાગવત-મતનું ખંડન કર્યું છે, તથા "समुदाय


[illegible]० १९८७ (શક ૧૮૫૨) કાર્તિકસુદિ પૂર્ણિમા. આવૃત્તિ પહેલી. પ્રતિ ૨૨૧૧
યોજનાર:-બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્ નથુરામશર્મા
બીલખા-કાઠિઆવાડ
પોતાના પિતા શા. વરજીવનદાસ જગજીવનદાસના સ્મરણાર્થે
[illegible]જ્ઞાસુઓને વિનામૂલ્યે આપવા પ્રકટ કરનાર
શા. ગંગાદાસ વરજીવનદાસ-મુંબાઈ

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

उभयहेतुकेऽपि तदप्राप्तिः" વે૦ ૨-૨-૧૮ (પરમાણુ તથા રૂપાદિ એ ઉભયહેતુવાળા બહારના ને આધ્યાત્મિક સમૂહમાં પણ સમૂહની અપ્રાપ્તિને તેથી તેને આધારે રહેલી લોકયાત્રા લોપ પામવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે,) એ અને બીજાં સમુદાયાધિકરણનાં સૂત્રોવડે જેમ બુદ્ધમતનું ખંડન કર્યું છે, ને "नैकस्मिन्नसंभवात्" વે૦ ૨-૨-૩૩ (એક પદાર્થમાં એક કાલે બહુ વિરુદ્ધધર્મોના અસંભવથી જૈનમત યથાર્થ નથી,) એ અને બીજાં એકસ્મિન્નસંભવાધિકરણનાં સૂત્રોવડે જેમ જૈનમતનું ખંડન કર્યું છે, અને "एक आत्मनः शरीरे भावात्" વે૦ ૩-૩-૫૩ (ચાર્વાકો શરીરથી ભિન્ન આત્માના અભાવને માને છે, શરીરના હોવાથી આત્માના ધર્મોના હોવાથી,) એ અને બીજાં શરીરે ભાવાધિકરણનાં સૂત્રોવડે જેમ ચાર્વાકમતનું ખંડન કર્યું છે, તેમ પાંચરાત્ર, બૌદ્ધ, જૈન ને ચાર્વાકનાં શાસ્ત્રોમાં શ્રીવ્યાસભગવાને સ્વીકારેલા કેવલાદ્વૈતસિદ્ધાંતનુંજ તેનો અનુવાદ કરીને ખંડન કરેલું જોવામાં આવે છે, અર્થાત્ તેમના ગ્રંથોમાં સર્વ સ્થળે કેવલાદ્વૈતમતનો અનુવાદ કરીને તેનું ખંડન કરવાનાં સ્થલોમાં કેવલાદ્વૈતજ વેદાંતીઓએ માનેલું છે એમ પ્રતિપાદન કરેલું છે. એવી રીતે કેવલાદ્વૈતજ વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલું છે એમ સંશયરહિત સિદ્ધ થવાથી ને વેદાંતશાસ્ત્રની આ વિશ્વમાં પ્રવૃત્તિ કરનારા શ્રીવ્યાસભગવાન્ હોવાથી વ્યાસભગવાન્નેજ વેદાંતવાદી માનવા જોઇએ, અર્થાત્ કેવલાદ્વૈતમતજ શ્રીવ્યાસભગવાનનો હતો એમ આપણે અવશ્ય સ્વીકારવું જોઇએ.

શ્રીકપિલપ્રણીત સાંખ્યદર્શનમાં, શ્રીગૌતમપ્રણીત ન્યાયદર્શનમાં, શ્રીકણાદપ્રણીત વૈશેષિકદર્શનમાં, શ્રીપતંજલિપ્રણીત યોગદર્શનમાં ને શ્રીજૈમિનિપ્રણીત પૂર્વમીમાંસામાં તથા તેનાં ભાષ્યો, વાર્તિકો ને વૃત્તિઓમાં તેમજ પાશુપત, પાંચરાત્ર, બૌદ્ધ, જૈન ને ચાર્વાકાદિનાં

શાસ્ત્રોમાં ઉપર જણાવેલી રીતે વેદાંતીઓના મતનું ખંડન કરવાના પ્રસંગે માત્ર કેવલાદ્વૈતમતનોજ અનુવાદ કરેલો પ્રતીત થાય છે, અન્ય મતનો અનુવાદ કરેલો પ્રતીત થતો નથી, તેથી પ્રતિવાદીની વાણીનું સ્તંભન કરનારા મંત્રજેવા તથા યુક્તિયુક્ત હોવાથી સઘળા વિવેકી જનોના હૃદયને રુચે એવો-કેવલાદ્વૈતજ શ્રીવ્યાસભગવાનનો સિદ્ધાંત છે એવો-અમે કરેલો નિર્ણય સંશયવિપર્યયરહિત સુસ્થિર થઇ જાય છે.

એવી રીતે બધી ઉપનિષદોનાં વાક્યોના તાત્પર્યાર્થ જણાવનારાં શ્રીવ્યાસભગવાનનાં બ્રહ્મસૂત્રોનું એક અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય છે એવો દૃઢ નિશ્ચય થવાથી તે બ્રહ્મસૂત્રોના મૂલભૂત સર્વે ઉપનિષદોનું પણ એક અદ્વિતીય બ્રહ્મમાંજ તાત્પર્ય છે એમ સિદ્ધ થયું. આ કારણથીજ શ્રીસૂતસંહિતાના યજ્ઞવૈભવખંડનામના ચોથા ખંડના દશમા અધ્યાયમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"एकमेवाद्वितीयं सदादित्याह श्रुतिरादरात् ।
मायामात्रमिदं द्वैतमिति चाह परा श्रुतिः ॥ ५५ ॥
एकत्वं पश्यतो मोहः कः शोक इति चाह हि ।
द्वितीयाद्वै भयं नाल्पे सुखमित्यपि चाह हि ॥ ५६ ॥
अतस्तर्कप्रमाणाभ्यां वस्त्वेकत्वं सुनिश्चितम् ।
विदुषामनुभूत्या च वस्त्वेकत्वं सुनिश्चितम् ॥ ५७ ॥
वस्त्वेकत्वं महावाक्यादेव जानन्ति ये जनाः ।
ते मुच्यन्ते हि संसाराद्यथा स्वप्नप्रबोधनात् ॥ ५८ ॥
भेददर्शनमास्थाय मुक्तिं वाञ्छन्ति ये नराः ।
ते महाघोरसंसारे पतन्त्येव न संशयः ॥ ५९ ॥ "

**ભાવાર્થઃ**—શ્રીસૂત કહે છેઃ—અહીં એક અદ્વિતીય બ્રહ્મ છે એમ એક શ્રુતિ આદરપૂર્વક કહે છે, અને આ બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતું

द्वैत मायामात्र–कल्पित–छे એમ બીજી પ્રસિદ્ધ શ્રુતિ કહે છે. ૫૫ બ્રહ્મરૂપ એકપણાને જોનારા જ્ઞાનીને શો મોહ છે? ને શો શોક છે? એમ પણ પ્રસિદ્ધ શ્રુતિ કહે છે. દ્વિતીયથી–ભેદથી–મનુષ્યાદિને નિશ્ચય ભય થાય છે, અને ત્રણ પરિચ્છેદવાળા પદાર્થમાં શાશ્વત સુખ નથી એમ પણ પ્રસિદ્ધ શ્રુતિ કહે છે. ૫૬ આવી રીતે યુક્તિવડે ને શ્રુતિરૂપ પ્રમાણવડે બ્રહ્મરૂપ વસ્તુનું એકપણું સારી રીતે નિશ્ચય કરાયું છે, અને બ્રહ્મવેત્તાઓના અનુભવવડે પણ બ્રહ્મરૂપ વસ્તુનું એકપણું સારી રીતે નક્કી કરાયું છે. ૫૭ જે મનુષ્યો વેદાંતનાં મહાવાક્યોથી પ્રસિદ્ધ બ્રહ્મરૂપ વસ્તુનું એકપણું અપરોક્ષરીતે જાણે છે તેઓ આ દુઃખપૂર્ણ સંસારથી મોકળા થાય છે, જેમ જાગ્રત્ થયેલો મનુષ્ય સ્વપ્નથી મોકળો થાય છે તેમ. ૫૮ જે મનુષ્યો ભેદદર્શનમાં દૃઢ હઠ કરીને મોક્ષને ઇચ્છે છે તે મનુષ્યો મહાભયંકર સંસારમાંજ પડે છે એમાં સંશય નથી. ૫૯

વળી તે શ્રીસૂતસંહિતાના યજ્ઞવૈભવખંડનામના ચોથા ખંડના ઓગણચાળીશમા અધ્યાયમાં નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—

"अथातः संप्रवक्ष्यामि समासेन न विस्तरात् ।
अविरोधं तु वेदानामशेषाणां मुनीश्वराः ॥ १ ॥
द्विविधो वेदराशिस्तु मुनयः संशितव्रताः ।
सत्याद्वैतपरः कश्चिद्वेदभागः समासतः ॥ २ ॥
कल्पितद्वैतनिष्ठस्तु वेदभागोऽपरस्तथा ।
सत्यमेव सदाद्वैतमसत्यं द्वैतमास्तिकाः ॥ ३ ॥"

"प्रत्यक्षादेरगम्यत्वादद्वैतस्य तु सर्वदा ।
तत्रैवार्थवती साक्षादद्वैतश्रुतिरास्तिकाः ॥ १५ ॥
अन्तरेण श्रुतिं भेदो लोकसिद्धः सदैव तु ।
तेन नार्थवती तत्र श्रुतिर्मानातिगामिनी ॥ १६ ॥"

**ભાવાર્થ:—શ્રીસૂત** કહે છે:-હે શ્રેષ્ઠ મુનિઓ! હવે હું તમને વેદોનો નિર્ણય સ્પષ્ટ જાણવામાટે સઘળા વેદોનો અવિરોધ વિસ્તારથી નહિ, પણ સંક્ષેપવડે સ્પષ્ટ કરીને કહું છું. ૧ હે તીક્ષ્ણવ્રતનું પાલન કરનારા મુનિઓ! વેદનો સમૂહ બે પ્રકારનોજ છે, તેમાં કોઈ વેદભાગ સંક્ષેપથી સત્યરૂપ અદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન કરનારો છે, ૨ અને બીજો વેદભાગ તો કલ્પિતદ્વૈતનું નિરૂપણ કરનારો છે. હે શાસ્ત્રાદિમાં શ્રદ્ધા રાખનારાઓ! અદ્વૈત સર્વદા સત્યજ છે, અને દ્વૈત વસ્તુતાએ અસત્ય છે. ૩ હે શાસ્ત્રાદિના ઉપદેશમાં પ્રામાણિકપણાનો નિશ્ચય રાખનારાઓ! અદ્વૈતના પ્રત્યક્ષાદિ પ્રમાણના સર્વદાજ અવિષયપણાથી અદ્વૈતનું પ્રતિપાદન કરનારી શ્રુતિ તે અદ્વૈતમાંજ સાક્ષાત્ પ્રયોજનવાળી છે. ૧૫ પ્રસિદ્ધ ભેદ-દ્વૈત-તો શ્રુતિના ઉપદેશવિના સર્વદાજ સર્વ લોકોના જાણવામાં હોવાથી સર્વ પ્રમાણના અવિષયરૂપ અદ્વૈતને જણાવનારી શ્રુતિ તે દ્વૈતના પ્રતિપાદનમાં પ્રયોજનવાળી નથી.૧૬

પુનઃ તે **શ્રીસૂત**સંહિતાના ચોથા ખંડમાં આવેલી **બ્રહ્મ**ગીતાના પાંચમા અધ્યાયમાં નીચે પ્રમાણે કહ્યું છે:—

“ त्वंशब्दार्थो य आभाति सोऽहंशब्दार्थ एव हि ।
योऽहंशब्दार्थ आभाति स त्वंशब्दार्थ एव हि ॥ ७६ ॥
त्वमहंशब्दलक्ष्यार्थः साक्षात्प्रत्यक्चितिः परा ।
तच्छब्दस्य च लक्ष्यार्थः सैव नात्र विचारणा ॥ ७७ ॥
त्वमहंशब्दवाच्यार्थस्यैव देहादिवस्तुनः ।
न तच्छब्दार्थतां वक्ति श्रुतिस्तत्त्वमसीति सा ॥ ७८ ॥
तदर्थैक्यविरुद्धांशं त्यक्त्वा वाच्यगतं श्रुतिः ।
अविरुद्धं चिदाकारं लक्षयित्वा ब्रवीति हि ॥ ७९ ॥

तदर्थे च त्वमर्थैक्यविरुद्धांशं विनैव तु ।
कारणत्वादिवाच्यस्थं लक्षयित्वा तु केवलम् ॥ ८० ॥
चिदाकारं पुनस्तस्य त्वमर्थैक्यं ब्रवीति च ।
तत्त्वंशब्दार्थलक्ष्यस्य चिन्मात्रस्य परात्मनः ॥ ८१ ॥
एकत्वं यत्स्वतः सिद्धं स हि वाक्यार्थ आस्तिकाः ।
इतोऽन्यथा यो वाक्यार्थः सोऽवाक्यार्थो न संशयः ॥ ८२ ॥"

**ભાવાર્થઃ—શ્રીબ્રહ્મા** કહે છેઃ-જે તુંશબ્દનો અર્થ પ્રતીત થાય છે તેજ હુંશબ્દનો અર્થ છે, અને જે હુંશબ્દનો અર્થ પ્રતીત થાય છે તેજ તુંશબ્દનો અર્થ છે. ૭૬ તુંશબ્દનો ને હુંશબ્દનો ભાગત્યાગલક્ષણાવડે થનારો અર્થ સાક્ષાત્ શ્રેષ્ઠ પ્રત્યક્ચેતન (અંતરાત્મા) છે, ને તેશબ્દનો લક્ષણાવડે થનારો અર્થ પણ તે અંતરાત્માજ છે એમાં કાંઈ વિચાર કરવાજેવું નથી. ૭૭ તુંશબ્દનો ને હુંશબ્દનો જે વાચ્યાર્થ છે તેવડે દેહાદિ વસ્તુ કહેવાય છે. તે તું છે એવી જે શ્રુતિ છે તે તેશબ્દના વાચ્યાર્થપણાને કહેતી નથી. ૭૮ તે શ્રુતિ તેમના અર્થનું એકપણું કરવા વાચ્યમાં રહેલા તેશબ્દના અર્થના એકપણાના વિરોધી ભાગનો ત્યાગ કરીને વિરોધરહિત ચેતનસ્વરૂપનેજ લક્ષણાવડે કહે છે. ૭૯ તેશબ્દના અર્થમાં તુંશબ્દના અર્થના એકપણાનો વિરોધી ભાગ જે જગત્‌ના કારણપણાદિરૂપ તે વાચ્યાર્થ છે. તે વાચ્યાર્થવિના માત્ર ચેતનનેજ લક્ષણાવડે જણાવીને, ૮૦ પુનઃ તેના ચેતનસ્વરૂપને અને તુંશબ્દના અર્થના એકપણાને શ્રુતિ કહે છે. તેશબ્દના ને તુંશબ્દના અર્થભૂત ચેતનમાત્ર પરમાત્માનું ૮૧ એકપણું જે સ્વતઃ સિદ્ધ છે તેજ હે આસ્તિકો! મહાવાક્યનો અર્થ છે, આનાથી બીજા પ્રકારનો જે મહાવાક્યનો અર્થ છે તે ખોટો વાક્યાર્થ છે એમાં સંશય નથી. ૮૨

વળી ઉપર જણાવેલી બ્રહ્મગીતાના બારમા અધ્યાયમાં નીચે પ્રમાણે જણાવ્યું છે:—

"वेदानामन्यथैवार्थं ये वदन्ति विमोहिताः ।
महासाहसिका एव ते नरा न हि संशयः ॥ ५० ॥
मदुक्तार्थप्रकारेण विना ये प्रवदन्ति ते ।
अन्धकूपे निरालंबे पतन्त्येव न संशयः ॥ ५१ ॥
वेदार्थः परमाद्वैतं नेतरत्सुरपुंगवाः ।
नो चेदत्रैव मे मूर्धा पतिष्यति न संशयः ॥ ५२ ॥
अन्यथा वेदवाक्यानामर्थं इत्यभिशंकया ।
अनिश्चितार्थश्चेन्मूर्धा युष्माकं च पतिष्यति ॥ ५३ ॥
इतः परं न वक्तव्यं विद्यते सुरपुंगवाः ।
सत्यमेव मया प्रोक्तं शंभोः पादौ स्पृशाम्यहम् ॥ ५४ ॥"

**ભાવાર્થ:—શ્રીબ્રહ્મા** કહે છે:–અત્યંત મોહ પામેલા જે મનુષ્યો વેદોના બીજી રીતે ( અદ્વૈતથી ભિન્ન પ્રકારે ) અર્થ કહે છે તે મનુષ્યો મહાસાહસિકજ છે એમાં સંદેહ નથી. ૫૦ જેઓ મારા કહેલા વેદના અર્થથી બીજી રીતે વેદનો અર્થ કહે છે તેઓ આધારવિનાના અંધારા કૂવામાંજ પડે છે એમાં શંકા નથી. ૫૧ હે શ્રેષ્ઠ દેવો! વેદનો અર્થ પરમ અદ્વૈત છે, બીજો નથી. જો એમ ન હોય તો અહીંજ મારું માથું પડશે એમાં સંશય નથી. ૫૨ વેદવાક્યોનો અર્થ મેં કહેલા પ્રકારથી બીજા પ્રકારનો છે એવી દઢ શંકાવડે જો તમે અનિશ્ચિત અર્થવાળા રહેશો તો તમારાં મસ્તકો પડશે. ૫૩ હે શ્રેષ્ઠ દેવો! આનાથી વધારે મારે કાંઈ કહેવાયોગ્ય રહેતું નથી. હું શ્રીશંકરના બંને ચરણોનો સ્પર્શ કરીને કહું છું કે મેં તમને સત્યજ કહ્યું છે. ૫૪

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પણ કેવલાદ્વૈતનોજ મુખ્ય ઉપદેશ કરે છે એમ માનવું જોઇએ. તેના તેરમા અધ્યાયમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ–

"क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥
तत् क्षेत्रं यच्च यादृक्च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥
ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥"

**ભાવાર્થઃ**—**શ્રીભગવાન્** કહે છેઃ–હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલ અર્જુન! સર્વ શરીરોમાં મને દ્રષ્ટારૂપ ક્ષેત્રજ્ઞજ જાણો. જે શરીરનું અને શરીરને જાણનારનું જ્ઞાન છે તે જ્ઞાન મને સંમત છે. ૨ તે ક્ષેત્ર જે ને જેવી રીતનું છે, તથા જેના કાર્યરૂપ છે, ને જેનાથી ઉપજ્યું છે તે તથા ક્ષેત્રજ્ઞ જેવા સામર્થ્યવાળો છે તે સંક્ષેપથી મારી પાસેથી સાંભળો. ૩ **શ્રીવસિષ્ઠાદિ** ઋષિઓએ તે સ્વરૂપ બહુ પ્રકારે ગાયું છે, ઋગ્આદિ વિવિધ વેદોએ તે પૃથક્ પૃથક્ ગાયું છે, અને યુક્તિવાળાં તથા અતિનિશ્ચયવાળાં બ્રહ્મસૂત્રરૂપ પદોવડે પણ તે વર્ણવ્યું છે. ૪

ઉપર જણાવેલાં **શ્રીભગવાન્**નાં વચનોમાં ક્ષેત્રજ્ઞશબ્દવડે જણાવેલો જીવ મને જાણો એમ કહી જીવનું બ્રહ્મરૂપપણું કહ્યું છે, અને એજ અર્થ બ્રહ્મસૂત્રમાં (વેદાંતદર્શનમાં) કહ્યો છે એમ જણાવ્યું છે, તેથી બ્રહ્મસૂત્ર કેવલાદ્વૈતનું નિરૂપણ કરે છે એમ નક્કી થાય છે. એમ સિદ્ધ થવાથી તેના જેવા અર્થને પ્રતિપાદન કરનારી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પણ કેવલાદ્વૈતપરજ છે એમ સિદ્ધ થાય છે. આ અર્થને ધ્યાનમાં રાખીને પાંચરાત્રની પાદ્મસંહિતામાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"परक्षेत्रज्ञयोरैक्यमात्मनः श्रुतिचोदितम् ।
क्षेत्रज्ञस्य बहुत्वं हि देहभेदात्प्रतीयते ॥ १ ॥

एकस्यैव तु बिंबस्य दर्पणेषु यथा भिदा ।
भूतपञ्चकसंघातं क्षेत्रं तत्र व्यवस्थितम् ।
जीवो यस्तं विदुः प्राज्ञाः क्षेत्रज्ञं परसंज्ञकम् ॥ २ ॥"

**ભાવાર્થ:**—પરમાત્માના અને જીવના સ્વરૂપનું એકપણું વેદમાં કહેલું છે. જીવનું જે બહુપણું પ્રતીત થાય છે તે તો શરીરના ભેદથી પ્રતીત થાય છે. ૧ જેવી રીતે બિંબરૂપ એકજ સૂર્યાદિનો અનેક દર્પણોમાં ભેદ જણાય છે તેવી રીતે એકજ ચેતનનો અનેક શરીરોમાં ભેદ જણાય છે. તેમાં આકાશાદિ પાંચ ભૂતોનો સમૂહ જે શરીરરૂપે ગોઠવાયો છે તે ક્ષેત્ર કહેવાય છે, અને જે જીવ છે તેને બ્રહ્મવેત્તાઓ પરમાત્મનામવાળો ક્ષેત્રજ્ઞ જાણે છે. ૨

એવી રીતે તે ગ્રંથમાં પરમાત્માનું તથા જીવનું એકપણું સ્પષ્ટ જણાવ્યું છે. આ કારણથીજ શ્રીભગવદ્ગીતાના બીજા અધ્યાયના નીચેના શ્લોકના **શ્રીહનુમત્કૃત** પૈશાચભાષ્યમાં ભાવાર્થમાં જણાવ્યા પ્રમાણે કહ્યું છેઃ—

"नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽतस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥"

**ભાવાર્થ:**—જેમ અવિદ્યમાન એટલે દોરડીમાં કલ્પાયેલા સર્પના જેવા જોતાજોતામાં નાશ પામવાના સ્વભાવવાળા જગત્‌નું સદા વિદ્યમાનપણું નથી તેમ પરમાર્થથી સદ્રૂપ આત્માનું અવિદ્યમાનપણું સંભવતું નથી, કેમકે તેનો કોઇ સ્થલે વ્યભિચાર (ન હોવાપણું) નથી. આ અવિદ્યમાનનો ને વિદ્યમાનનો અનુક્રમે ભ્રાંતિકાલે હોવાપણારૂપ ને ત્રણે કાલમાં હોવાપણારૂપ નિશ્ચય આત્મવેત્તા પુરુષોએ ઉત્તમપ્રકારે કર્યો છે. એ આત્મવેત્તાના જ્ઞાનનો આશ્રય કરીને તમે શોકમોહાદિનો પરિત્યાગ કરી ટાઢતડકાદિનું સહન કરો.

વળી શ્રીભગવદ્‌ગીતાના અઢારમા અધ્યાયના નીચેના શ્લોકના શ્રીહનુમત્કૃત પૈશાચભાષ્યમાં ભાવાર્થમાં જણાવેલી રીતે કહ્યું છેઃ—

" भक्त्या मामभिजानाति यावान् यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥ ५५ ॥ "

**ભાવાર્થ:**—મારા સ્વરૂપનું અનુસંધાન કરવારૂપ ભજનવડે સર્વના ઈશ્વરરૂપ મને મારો ભક્ત હું આ ઉપાધિએ કરેલા ભિન્ન પ્રપંચરૂપે પ્રતીત થતો જેટલો છું, અને જે હું સમગ્ર ઉપાધિથી રહિત માત્ર સચ્ચિદાનંદરૂપ છું તેને વાસ્તવિકરીતે જાણે છે. પછી એવી રીતે મને નિરૂપાધિકસ્વરૂપે જાણીને તે ત્યારપછી મારા સ્વરૂપ-માં અભેદભાવે પ્રવેશ કરે છે, અર્થાત્ બ્રહ્મસ્વરૂપ થાય છે.

ઉપરનાં વચનોવડે જગત્‌ના મિથ્યાપણાના પ્રતિપાદનપૂર્વક જીવ-બ્રહ્મનું એકપણું પ્રતિપાદન કર્યું છે. જેઓ ગીતાજીમાં દ્વૈતનું, દ્વૈતાદ્વૈતનું, વિશિષ્ટાદ્વૈતનું કે શુદ્ધાદ્વૈતનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે એમ કહે છે તેઓ પોતાના મતના અભિનિવેશને વશ થઇને એમ કહે છે. તેઓ પોતાના અંતઃકરણમાં રહેલા મત્સરદોષને લીધે તત્ત્વવિચાર કરવામાં સમર્થ થઈ શકતા નથી એમ માનવું જોઇએ.

શ્રીયાજ્ઞવલ્ક્યસ્મૃતિના ત્રીજા અધ્યાયના નીચેના શ્લોકવડે પણ કેવલાદ્વૈતનુંજ પ્રતિપાદન કર્યું છેઃ—

" आकाशमेकं हि यथा घटादिषु पृथग्भवेत् ।
तथाऽऽत्मैको ह्यनेकश्च जलाधारेष्विवांशुमान् ॥ १४४ ॥ "

**ભાવાર્થ:**—જેમ આકાશ એકજ છતાં પણ ઘટમાં ને ઘર આદિમાં ભિન્ન ભિન્ન ભાસે છે તેમ આત્મા એક છતાં પણ, જલથી ભરેલાં અનેક પાત્રોમાં સૂર્યના પ્રતિબિંબની પેઠે, ઉપાધિભેદે તે અનેક-રૂપે ભાસે છે.

શ્રીવિષ્ણુપુરાણના છઠ્ઠા અધ્યાયના નીચેના શ્લોકો પણ કેવલા-દ્વૈતનુંજ પ્રતિપાદન કરે છેઃ—

" तद्भावभावनापन्नस्ततोऽसौ परमात्मनः ।
भवत्यभेदी भेदश्च तस्याज्ञानकृतो भवेत् ॥ ९३ ॥
विभेदजनकेऽज्ञाने नाशमात्यन्तिके गते ।
आत्मनो ब्रह्मणो भेदमसंतं कः करिष्यति ? ॥ ९४ ॥"

" ज्ञानस्वरूपमत्यन्तनिर्मलं परमार्थतः ।
तदेवार्थस्वरूपेण भ्रान्तिदर्शनतः स्थितम् ॥ "

" प्रत्यस्तमितभेदं यत् सत्तामात्रमगोचरम् ।
वचसामात्मसंवेद्यं तज्ज्ञानं ब्रह्मसंज्ञितम् ॥ ५३ ॥ "

" अहं ममेत्यविद्येयं व्यवहारस्तथाऽनया ।
परमार्थस्त्वसंलाप्यो गोचरो वचसां न यः ॥ ९८ ॥ "

**ભાવાર્થઃ**—પરમાત્માની ભાવનાવડે પરમાત્મભાવને પામેલો આ જીવ પરમાત્માથી અભેદભાવવાળો થાય છે. તે જીવનો પરમાત્માથી ભેદ તો અજ્ઞાને કરેલો છે. ૯૩ જીવનો ને પરમાત્માનો ભેદ ઉપજાવનારું અજ્ઞાન જ્યારે અત્યંત નાશ પામી જાય ત્યારે જીવનો ને પરમાત્માનો ત્રણે કાલમાં નહિ રહેનારો ભેદ કોણ સિદ્ધ કરશે? ૯૪ વાસ્તવિકરીતે જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ અત્યંત નિર્મલ છે. તે બ્રહ્મજ ભ્રાંતિદર્શનથી પદાર્થસ્વરૂપે સ્થિત જણાય છે. જેમાં ભેદનું અસ્તિત્વજ નથી, જે સત્તામાત્ર છે, જે વાણીના અવિષયરૂપ છે, ને જે પોતાને પોતાના અનુભવવડે જણાય એવું છે, તે જ્ઞાન બ્રહ્મનામવાળું છે. ૫૩ હું ને મારું આ અવિદ્યા છે. તે અવિદ્યાવડે પ્રતીત થતો આ વ્યવહાર છે. જે વાસ્તવિક પદાર્થ છે તે તો વાણીનો વિષય ન હોવાથી વાણીવડે કહી શકાય એવો નથી. ૯૮

શ્રીવિષ્ણુપુરાણના પહેલા અંશના બાવીશમા અધ્યાયના અંતમાં નીચેના શ્લોકવડે તથા બીજા શ્લોકોવડે પણ કેવલાદ્વૈતનુંજ પ્રતિપાદન કરેલું છેઃ—

" अहं हरिः सर्वमिदं जनार्दनो नान्यततः कारणकार्यजातम् ।
इदृङ्मनो यस्य न तस्य भूयो भवोद्भवा द्वंद्वगदा भवंति ॥८६॥ "

**ભાવાર્થઃ**—હું પરમાત્મા છું, આ પ્રતીત થતું સર્વ જગત્ વસ્તુતાએ પરમાત્મા છે, કારણકાર્યનો સમૂહ તે પરમાત્માથી ભિન્ન નથી. જે જ્ઞાની પુરુષનું મન એવી રીતનું થયું છે તેને સંસારમાં ઉત્પન્ન થતા સુખદુઃખાદિ દ્વંદ્વોરૂપ રોગો થતા નથી. ૮૬

શ્રીમદ્‌ભાગવતમાં પણ કેવલાદ્વૈતનુંજ પ્રધાનપણું સ્વીકાર્યું છે. તે ગ્રંથના એકાદશસ્કંધના અગિયારમા અધ્યાયમાં શ્રીકૃષ્ણભગવાને શ્રીઉદ્ધવપ્રતિ નીચે પ્રમાણે કહ્યું છેઃ—

" बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुतः ।
गुणस्य मायामूलत्वान्न मे मोक्षो न बन्धनम् ॥ १ ॥
शोकमोहौ सुखं दुःखं देहोत्पत्तिश्च मायया ।
स्वप्नो यथाऽऽत्मनः ख्यातिः संसृतिर्न तु वास्तवी ॥ २ ॥
विद्याविद्ये मम तनू विद्ध्युद्धव शरीरिणाम् ।
मोक्षबंधकरी आद्ये मायया मे विनिर्मिते ॥ ३ ॥
एकस्यैव ममांशस्य जीवस्यैव महामते ।
बन्धोऽस्याविद्ययाऽनादिर्विद्यया च तथेतरः ॥ ४ ॥ "

**ભાવાર્થઃ**—આ બંધન પામેલો છે, અને આ મુક્ત છે એવું કથન માયાના ત્રણ ગુણથી છે, તે બંધમોક્ષ વાસ્તવિકરીતે મારામાં નથી. તે ગુણો માયામાંથી ઉપજેલા હોવાથી મારામાં મોક્ષ નથી, ને બંધન પણ નથી. ૧ માનસપરિતાપ, ભ્રાંતિ, સુખ, દુઃખ ને શરીરની

ઉત્પત્તિ માયાવડે છે. જેમ સ્વપ્નમાં આત્માને સ્વપ્નના મિથ્યા પદાર્થોનું ભાન થાય છે તેમ આ જાગ્રત્માં જણાતો સંસાર પણ મિથ્યા છે, સત્ય નથી. ૨ હે ઉદ્ધવ! જ્ઞાન ને અજ્ઞાન એ બંને મારાં શરીર જાણો, અર્થાત્ સત્ત્વગુણપ્રધાનજ્ઞાન ને તમોગુણપ્રધાનઅજ્ઞાન મારે આશ્રરે રહેલાં હોવાથી તે બંનેને મારાં શરીર જાણો. મેં માયાવડે પ્રથમ નિર્માણ કરેલ તે જ્ઞાન ને અજ્ઞાન દેહધારી જીવોને ક્રમથી મોક્ષ ને બંધ કરે છે. ૩ હે મોટી બુદ્ધિવાળા ઉદ્ધવ! મારા અંશજેવા એક જીવને અજ્ઞાનવડે અનાદિ બંધ છે, અને બીજા જીવને જ્ઞાનવડે મોક્ષ થાય છે. ૪

એજ ગ્રંથના તૃતીયસ્કંધના અઠ્યાવીશમા અધ્યાયવિષે શ્રીદેવહૂતિ-કપિલસંવાદમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

" सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षेतानन्यभावेन भूतेष्विव तदात्मताम् ॥ ४२ ॥
स्वयोनिषु यथा ज्योतिरेकं नाना प्रतीयते ।
योनीनां गुणवैषम्यात् तथाऽऽत्मा प्रकृतौ स्थितः ॥ ४३ ॥
तस्मादिमां स्वां प्रकृतिं दैवीं सदसदात्मिकाम् ।
दुर्विभाव्यां पराभाव्य स्वरूपेणावतिष्ठते ॥ ४४ ॥ "

**ભાવાર્થઃ**—**શ્રીકપિલજીઃ**-જેમ ચાર ખાણનાં પ્રાણીઓમાં વિવેકી એક પ્રાણીપણું જુએ છે તેમ સર્વ પ્રાણીઓમાં પોતાનું આત્મસ્વરૂપ છે, અને પોતાના આત્મસ્વરૂપમાં સર્વ પ્રાણીઓ છે એમ વિવેકી એકનિષ્ઠભક્તિના યોગવડે અભેદરૂપે જુએ. ૪૨ જેમ અગ્નિ મૂલમાં એકરૂપે છતાં પણ પોતાને પ્રકટ થવાના સ્થાનરૂપ જે ભિન્ન ભિન્ન આકારનાં લાકડાં તેના ગુણરૂપ આકારના વિષમપણાથી તે અનેક પ્રકારનો પ્રતીત થાય છે તેમ દેહાદિમાં પ્રકટ થતો આત્મા દેહાદિના વિવિધપણાથી વિવિધરૂપે પ્રતીત થાય છે. ૪૩ આવો વિચાર કરીને આ પરમાત્માની

કાર્યકારણરૂપ શક્તિ સમજવાને અત્યંત કઠિન છે તોપણ પરમાત્માની કૃપાવડે તેનો પરાજય કરીને પુરુષ આત્મસ્વરૂપે સ્થિત થાય છે. ૪૪

પુનઃ તેજ ગ્રંથના તૃતીયસ્કંધના ઓગણત્રીશમા અધ્યાયમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

" अर्चादावर्चयेत्तावदीश्वरं मां स्वकर्मकृत ।
यावन्न वेद स्वहृदि सर्वभूतेष्ववस्थितम् ॥ २५ ॥
आत्मनश्च परस्यापि यः करोत्यंतरोदरम् ।
तस्य भिन्नदृशो मृत्युर्विदधे भयमुल्बणम् ॥ २६ ॥"

**ભાવાર્થઃ**—શ્રીકપિલજીઃ-મનુષ્ય જ્યાંસુધી સર્વ પ્રાણીઓમાં સચ્ચિદાનંદરૂપે રહેલા મને ( પરમાત્માને ) પોતાના હૃદયમાં રહેલો ન અનુભવે ત્યાંસુધી તે મનુષ્ય પોતાના વર્ણાશ્રમના કર્મનું પરિપાલન કરતો છતો પૂજવાયોગ્ય ઈશ્વરની પ્રતિમાદિમાં તેને ઈશ્વરરૂપ ધારીને મારું પૂજન કરે. ૨૫ જો મનુષ્ય આત્મામાં ને પરમાત્મામાં થોડો પણ ભેદ નક્કી કરે છે તો તે ભેદ જોનારા મનુષ્યને મૃત્યુરૂપ જે હું તે બહુ તીક્ષ્ણ ભય પ્રતીત કરાવું છું. ૨૬

વળી એજ ગ્રંથના તૃતીયસ્કંધના બત્રીશમા અધ્યાયમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

" ज्ञानमात्रं परं ब्रह्म परमात्मेश्वरः पुमान् ।
दृश्यादिभिः पृथग्भावैर्भगवानेक ईयते ॥ २६ ॥
एतावानेव योगेन समग्रेणेह योगिनः ।
युज्यतेऽभिमतो ह्यर्थो यदसंगस्तु कृत्स्नशः ॥ २७ ॥
ज्ञानमेकं पराचीनैरिंद्रियैर्ब्रह्म निर्गुणम् ।
अवभात्यर्थरूपेण भ्रान्त्या शब्दादिधार्मिणा ॥ २८ ॥"

**ભાવાર્થઃ**—શ્રીકપિલભગવાન્ કહે છેઃ—પરબ્રહ્મ જ્ઞાનસ્વરૂપ હોઇને એકજ છે, પણ જોવાની વસ્તુ, જોનારો ને દર્શન એ ભાવના-

વડે તે ભિન્નભિન્નરૂપે જણાય છે. કોઈ તેને બ્રહ્મ, કોઈ તેને પરમાત્મા, કોઇ તેને ઇશ્વર, કોઇ તેને પુરુષ અને કોઇ તેને ભગવાન્ એમ કહી તેનું વર્ણન કરે છે. ૨૬ આ જગત્માં રાજયોગને ને હઠયોગ આદિ વિવિધ યોગને સેવન કરનારા યોગીઓએ ઉત્તમ ફલ પ્રાપ્ત કરવાનું એટલુંજ છે કે તેણે વિષયાસક્તિનો સંપૂર્ણપણે ત્યાગ કરવો. ૨૭ મનુષ્યોની ઇંદ્રિયો બહિર્મુખ હોવાથી એક, જ્ઞાનસ્વરૂપ અને નિર્ગુણ એવું જે પરબ્રહ્મ છે, તે ઇંદ્રિયોને શબ્દાદિ ધર્મવાળા આકાશાદિરૂપે ભ્રાંતિવડે પ્રતીત થાય છે. ૨૮

પુનઃ એજ ગ્રંથના તૃતીયસ્કંધના તેત્રીશમા અધ્યાયમાં નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—

" भक्तिप्रवाहयोगेन वैराग्येण बलीयसा ।
युक्तानुष्ठानजातेन ज्ञानेन ब्रह्महेतुना ॥ २४ ॥
विशुद्धेन तदाऽऽत्मानमात्मना विश्वतोमुखम् ।
स्वानुभूत्या तिरोभूतमायागुणविशेषणम् ॥ २५ ॥
ब्रह्मण्यवस्थितमतिर्भगवत्यात्मसंश्रये ।
निवृत्तजीवापत्तित्वात् क्षीणक्लेशाऽऽप्तनिर्वृतिः ॥ २६ ॥
नित्यारूढसमाधित्वात् परावृत्तगुणभ्रमा ।
न सस्मार तदाऽऽत्मानं स्वप्ने दृष्टमिवोत्थितः ॥ २७ ॥"

**ભાવાર્થ:**—પરમાત્મભક્તિના પ્રવાહરૂપ સાધનવડે, બલવાન્ વૈરાગ્યવડે ને ઉચિત કર્મના અનુષ્ઠાનથી ઉપજેલા બ્રહ્મની પ્રાપ્તિના સાધનરૂપ જ્ઞાનવડે તે દેવહૂતિ યુક્ત હતાં. ૨૪ ત્યારે તે સાધનોથી થયેલા વિશુદ્ધ અંતઃકરણવડે અને પોતાના આત્માના અનુભવવડે સર્વવ્યાપક અને માયાના કાર્યરૂપ દેહાદિ વિશેષણ જેમાં તિરોભાવ પામેલાં છે એવા આત્માનું ચિંતન કરવા લાગ્યાં. ૨૫ સર્વ જીવોના આશ્રયભૂત બ્રહ્મરૂપ ભગવાન્માં જેમની બુદ્ધિ સ્થિર થઇ છે એવાં ને પોતાના જીવપણાની

નિવૃત્તિ થવાથી જેમના અવિદ્યાદિ ક્લેશો નિવૃત્ત થયા છે એવાં તે પરમાનંદને પામ્યાં. ૨૬ નિત્ય આરૂઢસમાધિમાં રહેવાથી જેમનો માયાના કાર્યરૂપ દેહાદિ ભ્રમ દૂર થઇ ગયો છે એવાં તે ત્યારે સ્વપ્નમાં જોયેલા પદાર્થને જાગેલો પુરુષ જેમ સંભારતો નથી તેમ પોતાના શરીરને ન સંભારતાં હવાં. ૨૭

ઉપર જણાવેલા શ્રીભાગવતના શ્લોકોમાં અને શ્રીભાગવતના બીજા પણ ઘણા શ્લોકોમાં કેવલાદ્વૈતનું સ્પષ્ટરીતે પ્રતિપાદ કરેલું જાવામાં આવે છે.

આગળ જણાવેલી રીતે શ્રીકપિલાદિનાં સૂત્રોમાં જણાવેલા કેવલાદ્વૈતના અનુવાદથી અર્થનિર્ણયમાં વિશેષ બલવાળી થયેલી શ્રુતિઓ, સૂત્રો, સ્મૃતિઓ, ઇતિહાસ ને પુરાણ આદિ સર્વ કેવલાદ્વૈતપરજ છે એમ નક્કી થાય છે. આમ હોવાથી " सत्याद्वैतपरः कश्चिद्वेदभागः समासतः । कल्पितद्वैतनिष्ठस्तु वेदभागोऽपरो द्विजाः । " ( હે બ્રાહ્મણો ! કેટલોક વેદભાગ સંક્ષેપથી સત્ય અદ્વૈતપરાયણ છે, અને બીજો વેદભાગ કલ્પિતદ્વૈતમાં સ્થિતિવાળો છે, ) આ શ્રીસૂતસંહિતાનાં વચનોપ્રમાણે જે જે સ્થલે ભેદનું પ્રતિપાદન કરનારાં શ્રુતિ, સૂત્ર, સ્મૃતિ, ઇતિહાસ ને પુરાણાદિનાં વચનો છે તે તે સ્થલે તે સર્વ વચનો કલ્પિતદ્વૈતપરજ છે એમ સ્વીકારવું જોઇએ.

ઉપર જણાવેલા કારણથીજ સાક્ષાત્ મહેશ્વરના અવતારરૂપ, સર્વજ્ઞ, સર્વ શ્રુતિઓ, સ્મૃતિઓ, ઇતિહાસ, પુરાણ, તંત્રો ને સંહિતાઓ આદિના તાત્પર્યના વિષયીભૂત અર્થનો નિર્ણય કરવામાં સમર્થ એવા શ્રીમદ્ભગવત્પાદે—શ્રીશંકરાચાર્યે—ઉપનિષદો, બ્રહ્મસૂત્રો, ભગવદ્ગીતા, સનત્સુજાતીય ને વિષ્ણુસહસ્રનામ આદિ ગ્રંથોના ઉપર ભાષ્યો લખ્યાં છે તેમાં કેવલાદ્વૈતજ સર્વ શાસ્ત્રોનો મુખ્યાર્થ છે એમ બહુ સ્પષ્ટરીતે પ્રમાણોથી ને યુક્તિઓથી પ્રતિપાદન કરેલું છે. [ અપૂર્ણ ]